અભવનરૂપ (નહિ વર્તવારૂપ) અભાવાભાવશક્તિ. ૩૮. (કર્તા, કર્મ આદિ) કારકો અનુસાર જે ક્રિયા તેનાથી રહિત ભવનમાત્રમયી (-હોવામાત્રમયી, થવામાત્રમયી) ભાવશક્તિ. ૩૯. કારકો અનુસાર થવાપણારૂપ (-પરિણમવાપણારૂપ) જે ભાવ તે-મયી ક્રિયાશક્તિ. ૪૦. પ્રાપ્ત કરાતો એવો જે સિદ્ધરૂપ ભાવ તે-મયી કર્મશક્તિ. ૪૧. થવાપણારૂપ એવો જે સિદ્ધરૂપ ભાવ તેના ભાવકપણામયી કર્તૃત્વશક્તિ. ૪૨. ભવતા (-વર્તતા, થતા) ભાવના ભવનના (-થવાના) સાધકતમપણામયી (-ઉત્કૃષ્ટ સાધકપણામયી, ઉગ્ર સાધનપણામયી) કરણશક્તિ. ૪૩. પોતાથી દેવામાં આવતો જે ભાવ તેના ઉપેયપણામય (-તેને મેળવવાના યોગ્યપણામય, તેને લેવાના પાત્રપણામય) સંપ્રદાનશક્તિ. ૪૪. ઉત્પાદવ્યયથી આલિંગિત ભાવનો અપાય (-હાનિ, નાશ) થવાથી હાનિ નહિ પામતા એવા ધ્રુવપણામયી અપાદાનશક્તિ. ૪૫. ભાવ્યમાન (અર્થાત્ ભાવવામાં આવતા) ભાવના આધારપણામયી અધિકરણશક્તિ. ૪૬. સ્વભાવમાત્ર સ્વ-સ્વામિત્વમયી સંબંધશક્તિ. (પોતાનો ભાવ પોતાનું સ્વ અને પોતે તેનો સ્વામી—એવા સંબંધમયી સંબંધશક્તિ). ૪૭.

'ઇત્યાદિક અનેક શક્તિઓથી યુક્ત આત્મા છે તોપણ તે જ્ઞાનમાત્રપણાને છોડતો નથી'—એવા અર્થનું કળશરૂપ કાવ્ય હવે કહે છે:—

(વસંતતિલકા)

इत्याद्यनेकनिजशक्तिसुनिर्भरोऽपि<br>
यो ज्ञानमात्रमयतां न जहाति भावः ।<br>
एवं क्रमाक्रमविवर्तिविवर्तचित्रं<br>
तद्द्रव्यपर्ययमयं चिदिहास्ति वस्तु ॥ २६४ ॥

**અર્થ:**—ઇત્યાદિ (-પૂર્વે કહેલી ૪૭ શક્તિઓ વગેરે વગેરે) અનેક નિજ શક્તિઓથી સારી રીતે ભરેલો હોવા છતાં જે ભાવ જ્ઞાનમાત્રમયપણાને છોડતો નથી, એવું તે, પૂર્વોક્ત પ્રકારે ક્રમરૂપે અને અક્રમરૂપે વર્તતા વિવર્તથી (-રૂપાંતરથી, પરિણમનથી) અનેક પ્રકારનું, દ્રવ્યપર્યાયમય ચૈતન્ય (અર્થાત્ એવો તે ચૈતન્યભાવ—આત્મા) આ લોકમાં વસ્તુ છે.

**ભાવાર્થ:**—કોઇ એમ સમજશે કે આત્માને જ્ઞાનમાત્ર કહ્યો તેથી તે એકસ્વરૂપ જ હશે. પરંતુ એમ નથી. વસ્તુનું સ્વરૂપ દ્રવ્યપર્યાયમય છે. ચૈતન્ય પણ વસ્તુ છે, દ્રવ્યપર્યાયમય છે. તે ચૈતન્ય અર્થાત્ આત્મા અનંત શક્તિઓથી ભરેલો છે અને ક્રમરૂપ તથા અક્રમરૂપ અનેક પ્રકારના પરિણામના વિકારોના સમૂહરૂપ અનેકાકાર થાય

છે તોપણ જ્ઞાનને—કે જે અસાધારણ ભાવ છે તેને—છોડતો નથી, તેની સર્વ અવસ્થાઓ—પરિણામો—પર્યાયો જ્ઞાનમય જ છે.

'આ અનેકસ્વરૂપ—અનેકાંતમય—વસ્તુને જેઓ જાણે છે, શ્રદ્ધે છે અને અનુભવે છે, તેઓ જ્ઞાનસ્વરૂપ થાય છે'—એવા આશયનું, સ્યાદ્વાદનું ફળ બતાવતું કાવ્ય હવે કહે છે:—

( વસંતતિલકા )

नैकांतसंगतदृशा स्वयमेव वस्तु-
तत्त्वव्यवस्थितिमिति प्रविलोकयन्तः ।
स्याद्वादशुद्धिमधिकामधिगम्य संतो
ज्ञानीभवंति जिननीतिमलंघयन्तः ॥ २६५ ॥

**અર્થ:**—આવી ( અનેકાંતાત્મક ) વસ્તુતત્ત્વની વ્યવસ્થિતિને અનેકાંત-સંગત ( -અનેકાંત સાથે સુસંગત, અનેકાંત સાથે મેળવાળી ) દૃષ્ટિ વડે સ્વયમેવ દેખતા થકા, સ્યાદ્વાદની અત્યંત શુદ્ધિને જાણીને, જિનનીતિને ( જિનેશ્વરદેવના માર્ગને ) નહિ ઉલ્લંઘતા થકા, સત્પુરુષો જ્ઞાનસ્વરૂપ થાય છે.

**ભાવાર્થ:**—જે સત્પુરુષો અનેકાંત સાથે સુસંગત દૃષ્ટિ વડે અનેકાંતમય વસ્તુસ્થિતિને દેખે છે, તેઓ એ રીતે સ્યાદ્વાદની શુદ્ધિને પામીને—જાણીને, જિનદેવના માર્ગને—સ્યાદ્વાદન્યાયને—નહિ ઉલ્લંઘતા થકા, જ્ઞાનસ્વરૂપ થાય છે.

( આ રીતે સ્યાદ્વાદ વિષે કહીને, હવે આચાર્યદેવ ઉપાય-ઉપેયભાવ વિષે થોડું કહે છે:— )

હવે આનો ( -જ્ઞાનમાત્ર આત્મવસ્તુનો ) *ઉપાય-ઉપેયભાવ વિચારવામાં આવે છે ( અર્થાત્ આત્મવસ્તુ જ્ઞાનમાત્ર હોવા છતાં તેને ઉપાયપણું અને ઉપેયપણું બન્ને કઈ રીતે ઘટે છે તે વિચારવામાં આવે છે ):—

આત્મવસ્તુને જ્ઞાનમાત્રપણું હોવા છતાં પણ તેને ઉપાય-ઉપેયભાવ ( ઉપાય-ઉપેયપણું ) છે જ; કારણ કે તે એક હોવા છતાં સાધક રૂપે અને સિદ્ધ રૂપે એમ બન્ને રૂપે પરિણમે છે.[૧] તેમાં જે સાધક રૂપ છે તે ઉપાય છે અને જે સિદ્ધ રૂપ છે તે ઉપેય

---

* ઉપેય એટલે પામવાયોગ્ય અને ઉપાય એટલે પામવાયોગ્ય જેનાથી પમાય તે. આત્માનું શુદ્ધ (-સર્વ કર્મ રહિત ) સ્વરૂપ અથવા મોક્ષ તે ઉપેય છે અને મોક્ષમાર્ગ તે ઉપાય છે.

૧. આત્મા પરિણામી છે અને સાધકપણું તથા સિદ્ધપણું એ બન્ને પરિણામ છે.

છે. માટે, અનાદિ કાળથી મિથ્યાદર્શનજ્ઞાનચારિત્ર વડે (મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર વડે) સ્વરૂપથી ચ્યુત હોવાને લીધે સંસારમાં ભ્રમણ કરતાં, સુનિશ્ચળપણે ગ્રહણ કરેલાં વ્યવહારસમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રના પાકના પ્રકર્ષની પરંપરા વડે અનુક્રમે સ્વરૂપમાં આરોહણ કરાવવામાં આવતા આત્માને, અંતર્મગ્ન જે નિશ્ચયસમ્યગ્દર્શન-જ્ઞાનચારિત્રરૂપ ભેદો તે-પણા વડે પોતે સાધક રૂપે પરિણમતું, તથા પરમ પ્રકર્ષની હદને પામેલા રત્નત્રયની અતિશયતાથી પ્રવર્તેલો જે સકળ કર્મનો ક્ષય તેનાથી પ્રજ્વલિત (દેદીપ્યમાન) થયેલો જે અસ્ખલિત વિમળ સ્વભાવભાવ તે-પણા વડે પોતે સિદ્ધ રૂપે પરિણમતું એવું એક જ જ્ઞાનમાત્ર ઉપાય-ઉપેયભાવ સાધે છે.

(ભાવાર્થઃ—આ આત્મા અનાદિ કાળથી મિથ્યાદર્શનજ્ઞાનચારિત્રને લીધે સંસારમાં ભમે છે. તે સુનિશ્ચળપણે ગ્રહણ કરેલાં વ્યવહારસમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રની વૃદ્ધિની પરંપરા વડે અનુક્રમે સ્વરૂપનો અનુભવ જ્યારથી કરે ત્યારથી જ્ઞાન સાધક રૂપે પરિણમે છે, કારણ કે જ્ઞાનમાં નિશ્ચયસમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રરૂપ ભેદો અંતર્ભૂત છે. નિશ્ચયસમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રની શરૂઆતથી માંડીને, સ્વરૂપ-અનુભવની વૃદ્ધિ કરતાં કરતાં જ્યાંસુધી નિશ્ચયસમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રની પૂર્ણતા ન થાય, ત્યાંસુધી જ્ઞાનનું સાધક રૂપે પરિણમન છે. જ્યારે નિશ્ચયસમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રની પૂર્ણતાથી સમસ્ત કર્મનો નાશ થાય અર્થાત્ સાક્ષાત્ મોક્ષ થાય ત્યારે જ્ઞાન સિદ્ધ રૂપે પરિણમે છે, કારણ કે તેનો અસ્ખલિત નિર્મળ સ્વભાવભાવ પ્રગટ દેદીપ્યમાન થયો છે. આ રીતે સાધક રૂપે અને સિદ્ધ રૂપે—બન્ને રૂપે પરિણમતું એક જ જ્ઞાન આત્મવસ્તુને ઉપાય-ઉપેયપણું સાધે છે).

આ રીતે બન્નેમાં (-ઉપાયમાં તેમ જ ઉપેયમાં-) જ્ઞાનમાત્રનું અનન્યપણું છે અર્થાત્ અન્યપણું નથી; માટે સદાય અસ્ખલિત એક વસ્તુનું (-જ્ઞાનમાત્ર આત્મ-વસ્તુનું-) નિષ્કંપ ગ્રહણ કરવાથી, મુમુક્ષુઓને કે જેમને અનાદિ સંસારથી ભૂમિકાની પ્રાપ્તિ ન થઈ હોય તેમને પણ, તત્ક્ષણ જ ભૂમિકાની પ્રાપ્તિ થાય છે; પછી તેમાં જ નિત્ય મસ્તી કરતા તે મુમુક્ષુઓ—કે જેઓ પોતાથી જ, ક્રમરૂપ અને અક્રમરૂપ પ્રવર્તતા અનેક અંતની (અનેક ધર્મની) મૂર્તિઓ છે તેઓ—સાધકભાવથી ઉત્પન્ન થતી પરમ પ્રકર્ષની *કોટિરૂપ સિદ્ધિભાવનું ભાજન થાય છે. પરંતુ જેમાં અનેક અંત અર્થાત્ ધર્મ ગર્ભિત છે એવા એક જ્ઞાનમાત્ર ભાવરૂપ આ ભૂમિને જેઓ પ્રાપ્ત કરતા નથી, તેઓ સદા અજ્ઞાની વર્તતા થકા, જ્ઞાનમાત્ર ભાવનું સ્વરૂપથી અભવન અને પરરૂપથી ભવન દેખતા (-શ્રદ્ધતા) થકા, જાણતા થકા અને આચરતા થકા, મિથ્યાદૃષ્ટિ, મિથ્યા-જ્ઞાની અને મિથ્યાચારિત્રી વર્તતા થકા, ઉપાય-ઉપેયભાવથી અત્યંત ભ્રષ્ટ વર્તતા થકા સંસારમાં પરિભ્રમણ જ કરે છે.

---

* કોટિ = અંતિમતા; ઉત્કૃષ્ટતા; ઊંચામાં ઊંચું બિંદુ; હદ.

હવે આ અર્થનું કળશરૂપ કાવ્ય કહે છે:—

( વસંતતિલકા )

ये ज्ञानमात्रनिजभावमयीमकंपां
भूमिं श्रयंति कथमप्यपनीतमोहाः ।
ते साधकत्वमधिगम्य भवंति सिद्धा
मूढास्त्वमूमनुपलभ्य परिभ्रमंति ॥ २६६ ॥

**અર્થ:**—જે પુરુષો, કોઈ પણ પ્રકારે જેમનો મોહ દૂર થયો છે એવા થયા થકા, જ્ઞાનમાત્ર નિજભાવમય અકંપ ભૂમિકાનો ( અર્થાત્ જ્ઞાનમાત્ર જે પોતાનો ભાવ તે-મય નિશ્ચળ ભૂમિકાનો ) આશ્રય કરે છે, તેઓ સાધકપણાને પામીને સિદ્ધ થાય છે; પરંતુ જેઓ મૂઢ ( -મોહી, અજ્ઞાની, મિથ્યાદૃષ્ટિ ) છે, તેઓ આ ભૂમિકાને નહિ પામીને સંસારમાં પરિભ્રમણ કરે છે.

**ભાવાર્થ:**—જે ભવ્ય પુરુષો, ગુરુના ઉપદેશથી અથવા સ્વયમેવ કાળલબ્ધિને પામી મિથ્યાત્વથી રહિત થઈને, જ્ઞાનમાત્ર એવા પોતાના સ્વરૂપને પામે છે, તેનો આશ્રય કરે છે, તેઓ સાધક થયા થકા સિદ્ધ થાય છે; પરંતુ જેઓ જ્ઞાનમાત્ર એવા પોતાને પામતા નથી, તેઓ સંસારમાં રખડે છે.

આ ભૂમિકાનો આશ્રય કરનાર જીવ કેવો હોય તે હવે કહે છે:—

( વસંતતિલકા )

स्याद्वादकौशलसुनिश्चलसंयमाभ्यां
यो भावयत्यहरहः स्वमिहोपयुक्तः ।
ज्ञानक्रियानयपरस्परतीव्रमैत्री-
पात्रीकृतः श्रयति भूमिमिमां स एकः ॥ २६७ ॥

**અર્થ:**—જે પુરુષ સ્યાદ્‌વાદમાં પ્રવીણતા તથા ( રાગાદિક અશુદ્ધ પરિણતિના ત્યાગરૂપ ) સુનિશ્ચળ સંયમ—એ બન્ને વડે પોતામાં ઉપયુક્ત રહેતો થકો ( અર્થાત્ પોતાના જ્ઞાનસ્વરૂપ આત્મામાં ઉપયોગને જોડતો થકો ) પ્રતિદિન પોતાને ભાવે છે ( -નિરંતર પોતાના આત્માની ભાવના કરે છે ), તે જ એક ( પુરુષ ), જ્ઞાનનય અને ક્રિયાનયની પરસ્પર તીવ્ર મૈત્રીના પાત્રરૂપ થયેલો, આ ( જ્ઞાનમાત્ર નિજભાવમય ) ભૂમિકાનો આશ્રય કરે છે.

**ભાવાર્થ:**—જે જ્ઞાનનયને જ ગ્રહીને ક્રિયાનયને છોડે છે, તે પ્રમાદી અને સ્વચ્છંદી પુરુષને આ ભૂમિકાની પ્રાપ્તિ થઈ નથી. જે ક્રિયાનયને જ ગ્રહીને જ્ઞાનનયને જાણતો નથી, તે (વ્રત-સમિતિ-ગુપ્તિરૂપ) શુભ કર્મથી સંતુષ્ટ પુરુષને પણ આ નિષ્કર્મ ભૂમિકાની પ્રાપ્તિ થઈ નથી. જે પુરુષ અનેકાંતમય આત્માને જાણે છે (-અનુભવે છે) તથા સુનિશ્ચળ સંયમમાં વર્તે છે (-રાગાદિક અશુદ્ધ પરિણતિનો ત્યાગ કરે છે). એ રીતે જેણે જ્ઞાનનય અને ક્રિયાનયની પરસ્પર તીવ્ર મૈત્રી સાધી છે, તે જ પુરુષ આ જ્ઞાનમાત્ર નિજભાવમયી ભૂમિકાનો આશ્રય કરનાર છે.

જ્ઞાનનય અને ક્રિયાનયના ગ્રહણ-ત્યાગનું સ્વરૂપ અને ફળ 'પંચાસ્તિકાય' ગ્રંથના અંતમાં કહ્યું છે, ત્યાંથી જાણવું.

આમ જે પુરુષ આ ભૂમિકાનો આશ્રય કરે છે, તે જ અનંત ચતુષ્ટયમય આત્માને પામે છે—એવા અર્થનું કાવ્ય હવે કહે છે:—

(વસંતતિલકા)

**चित्पिंडचंडिमविलासिविकासहासः**
**शुद्धप्रकाशभरनिर्भरसुप्रभातः ।**
**आनंदसुस्थितसदास्खलितैकरूप-**
**स्तस्यैव चायमुदयत्यचलार्चिरात्मा ॥ २६८ ॥**

**અર્થ:**—(પૂર્વોક્ત રીતે જે પુરુષ આ ભૂમિકાનો આશ્રય કરે છે) તેને જ, ચૈતન્યપિંડનો નિરર્ગળ વિલસતો જે વિકાસ તે-રૂપ જેનું ખીલવું છે (અર્થાત્ ચૈતન્ય-પુંજનો જે અત્યંત વિકાસ થવો તે જ જેનું ખીલી નીકળવું છે), શુદ્ધ પ્રકાશની અતિશયતાને લીધે જે સુપ્રભાત સમાન છે, આનંદમાં સુસ્થિત એવું જેનું સદા અસ્ખલિત એક રૂપ છે અને અચળ જેની જ્યોત છે એવો આ આત્મા ઉદય પામે છે.

**ભાવાર્થ:**—અહીં '**चित्पिंड**' ઇત્યાદિ વિશેષણથી અનંત દર્શનનું પ્રગટ થવું બતાવ્યું છે, '**शुद्धप्रकाश**' ઇત્યાદિ વિશેષણથી અનંત જ્ઞાનનું પ્રગટ થવું બતાવ્યું છે, '**आनंदसुस्थित**' ઇત્યાદિ વિશેષણથી અનંત સુખનું પ્રગટ થવું બતાવ્યું છે અને '**अचलार्चि**' વિશેષણથી અનંત વીર્યનું પ્રગટ થવું બતાવ્યું છે. પૂર્વોક્ત ભૂમિનો આશ્રય કરવાથી જ આવા આત્માનો ઉદય થાય છે.

એવો જ આત્મસ્વભાવ અમને પ્રગટ હો એમ હવે કહે છે:—

( વસંતતિલકા )

स्याद्वाददीपितलसन्महसि प्रकाशे
शुद्धस्वभावमहिमन्युदिते मयीति ।
किं बंधमोक्षपथपातिभिरन्यभावै-
र्नित्योदयः परमयं स्फुरतु स्वभावः ॥ २६९ ॥

**અર્થ**:—સ્યાદ્‌વાદ વડે પ્રદીપ્ત કરવામાં આવેલું લસલસતું (-ઝગઝગાટ કરતું) જેનું તેજ છે અને જેમાં શુદ્ધસ્વભાવરૂપ મહિમા છે એવો આ પ્રકાશ (જ્ઞાન-પ્રકાશ) જ્યાં મારામાં ઉદય પામ્યો છે, ત્યાં બંધ-મોક્ષના માર્ગમાં પડનારા અન્ય ભાવોથી મારે શું પ્રયોજન છે? નિત્ય જેનો ઉદય રહે છે એવો કેવળ આ (અનંત ચતુષ્ટયરૂપ) સ્વભાવ જ મને સ્ફુરાયમાન હો.

ભાવાર્થ:—સ્યાદ્‌વાદથી યથાર્થ આત્મજ્ઞાન થયા પછી એનું ફળ પૂર્ણ આત્માનું પ્રગટ થવું તે છે. માટે મોક્ષનો ઇચ્છક પુરુષ એ જ પ્રાર્થના કરે છે કે—મારો પૂર્ણસ્વભાવ આત્મા મને પ્રગટ થાઓ; બંધમોક્ષમાર્ગમાં પડતા અન્ય ભાવોનું મારે શું કામ છે?

'જોકે નયો વડે આત્મા સધાય છે તોપણ જો નયો પર જ દૃષ્ટિ રહે તો નયોમાં તો પરસ્પર વિરોધ પણ છે, માટે હું નયોને અવિરોધ કરીને અર્થાત્ નયોનો વિરોધ મટાડીને આત્માને અનુભવું છું'—એવા અર્થનું કાવ્ય હવે કહે છે:—

( વસંતતિલકા )

चित्रात्मशक्तिसमुदायमयोऽयमात्मा
सद्यः प्रणश्यति नयेक्षणखंड्यमानः ।
तस्मादखंडमनिराकृतखंडमेक-
मेकांतशांतमचलं चिदहं महोऽस्मि ॥ २७० ॥

**અર્થ**:—અનેક પ્રકારની નિજ શક્તિઓના સમુદાયમય આ આત્મા નયોની દૃષ્ટિથી ખંડખંડરૂપ કરવામાં આવતાં તત્કાળ નાશ પામે છે; માટે હું એમ અનુભવું છું કે—જેમાંથી ખંડોને *નિરાકૃત કરવામાં આવ્યા નથી છતાં જે અખંડ છે, એક છે, એકાંત શાંત છે (અર્થાત્ જેમાં કર્મના ઉદયનો લેશ પણ નથી એવા અત્યંત શાંત

* નિરાકૃત = બહિષ્કૃત; દૂર; રદબાતલ; નાકબૂલ.

ભાવમય છે) અને અચળ છે (અર્થાત્ કર્મના ઉદયથી ચળાવ્યું ચળતું નથી) એવું ચૈતન્યમાત્ર તેજ હું છું.

**ભાવાર્થ:**—આત્મામાં અનેક શક્તિઓ છે અને એક એક શક્તિનો ગ્રાહક એક એક નય છે; માટે જો નયોની એકાંત દૃષ્ટિથી જોવામાં આવે તો આત્માના ખંડ ખંડ થઈને તેનો નાશ થઈ જાય. આમ હોવાથી સ્યાદ્વાદી, નયોનો વિરોધ મટાડીને ચૈતન્યમાત્ર વસ્તુને અનેકશક્તિસમૂહરૂપ, સામાન્યવિશેષસ્વરૂપ, સર્વશક્તિમય એકજ્ઞાનમાત્ર અનુભવે છે. એવું જ વસ્તુનું સ્વરૂપ છે, એમાં વિરોધ નથી.

હવે, જ્ઞાની અખંડ આત્માનો આવો અનુભવ કરે છે એમ આચાર્યદેવ ગદ્યમાં કહે છેઃ—

(જ્ઞાની શુદ્ધનયનું આલંબન લઈ એમ અનુભવે છે કે—) હું મને અર્થાત્ મારા શુદ્ધાત્મસ્વરૂપને નથી દ્રવ્યથી ખંડતો (-ખંડિત કરતો), નથી ક્ષેત્રથી ખંડતો, નથી કાળથી ખંડતો, નથી ભાવથી ખંડતો; સુવિશુદ્ધ એક જ્ઞાનમાત્ર ભાવ છું.

**ભાવાર્થ:**—શુદ્ધનયથી જોવામાં આવે તો શુદ્ધ ચૈતન્યમાત્ર ભાવમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી કાંઈ પણ ભેદ દેખાતો નથી. માટે જ્ઞાની અભેદજ્ઞાનસ્વરૂપ અનુભવમાં ભેદ કરતો નથી.

જ્ઞાનમાત્ર ભાવ પોતે જ જ્ઞાન છે, પોતે જ પોતાનું જ્ઞેય છે અને પોતે જ પોતાનો જ્ઞાતા છે—એવા અર્થનું કાવ્ય હવે કહે છેઃ—

(શાલિની)

योऽयं भावो ज्ञानमात्रोऽहमस्मि
ज्ञेयो ज्ञेयज्ञानमात्रः स नैव ।
ज्ञेयो ज्ञेयज्ञानकल्लोलवल्गन्
ज्ञानज्ञेयज्ञातृमद्वस्तुमात्रः ॥ २७१ ॥

**અર્થ:**—જે આ જ્ઞાનમાત્ર ભાવ હું છું તે જ્ઞેયોના જ્ઞાનમાત્ર જ ન જાણવો; (પરંતુ) જ્ઞેયોના આકારે થતા જ્ઞાનના કલ્લોલોરૂપે પરિણમતો તે, જ્ઞાન-જ્ઞેય-જ્ઞાતામય વસ્તુમાત્ર જાણવો (અર્થાત્ પોતે જ જ્ઞાન, પોતે જ જ્ઞેય અને પોતે જ જ્ઞાતા—એમ જ્ઞાન-જ્ઞેય-જ્ઞાતારૂપ ત્રણે ભાવો સહિત વસ્તુમાત્ર જાણવો).

**ભાવાર્થ:**—જ્ઞાનમાત્ર ભાવ જાણનક્રિયારૂપ હોવાથી જ્ઞાનસ્વરૂપ છે. વળી તે પોતે જ નીચે પ્રમાણે જ્ઞેયરૂપ છે. બાહ્ય જ્ઞેયો જ્ઞાનથી જુદાં છે, જ્ઞાનમાં પેસતાં નથી;

જ્ઞેયોના આકારની ઝળક જ્ઞાનમાં આવતાં જ્ઞાન જ્ઞેયાકારરૂપ દેખાય છે પરંતુ એ જ્ઞાનના જ કલ્લોલો (-તરંગો) છે. તે જ્ઞાનકલ્લોલો જ જ્ઞાન વડે જણાય છે. આ રીતે પોતે જ પોતાથી જણાવાયોગ્ય હોવાથી જ્ઞાનમાત્ર ભાવ જ જ્ઞેયરૂપ છે વળી પોતે જ પોતાનો જાણનાર હોવાથી જ્ઞાનમાત્ર ભાવ જ જ્ઞાતા છે. આ પ્રમાણે જ્ઞાનમાત્ર ભાવ જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા—એ ત્રણે ભાવોયુક્ત સામાન્યવિશેષસ્વરૂપ વસ્તુ છે. 'આવો જ્ઞાનમાત્ર ભાવ હું છું' એમ અનુભવ કરનાર પુરુષ અનુભવે છે.

આત્મા મેચક, અમેચક ઇત્યાદિ અનેક પ્રકારે દેખાય છે તોપણ યથાર્થ જ્ઞાની નિર્મળ જ્ઞાનને ભૂલતો નથી—એવા અર્થનું કાવ્ય હવે કહે છે:—

(પૃથ્વી)

क्वचिल्लसति मेचकं क्वचिन्मेचकामेचकं
क्वचित्पुनरमेचकं सहजमेव तत्त्वं मम ।
तथापि न विमोहयत्यमलमेधसां तन्मनः
परस्परसुसंहतप्रकटशक्तिचक्रं स्फुरत् ॥ २७२ ॥

અર્થ:—(જ્ઞાની કહે છે:) મારા તત્ત્વનો એવો સ્વભાવ જ છે કે કોઈ વાર તો તે (આત્મતત્ત્વ) મેચક (-અનેકાકાર, અશુદ્ધ) દેખાય છે, કોઈ વાર મેચક-અમેચક (બન્નેરૂપ) દેખાય છે અને વળી કોઈ વાર અમેચક (-એકાકાર, શુદ્ધ) દેખાય છે; તોપણ પરસ્પર સુસંહત (-સુમિલિત, સુગ્રથિત, સારી રીતે ગુંથાયેલી) પ્રગટ શક્તિઓના સમૂહરૂપે સ્ફુરાયમાન તે આત્મતત્ત્વ નિર્મળ બુદ્ધિવાળાઓના મનને વિમોહિત કરતું નથી (-ભ્રમિત કરતું નથી, મુંઝવતું નથી).

ભાવાર્થ:—આત્મતત્ત્વ અનેક શક્તિઓવાળું હોવાથી કોઈ અવસ્થામાં કર્મના ઉદયના નિમિત્તથી અનેકાકાર અનુભવાય છે, કોઈ અવસ્થામાં શુદ્ધ એકાકાર અનુભવાય છે અને કોઈ અવસ્થામાં શુદ્ધાશુદ્ધ અનુભવાય છે; તોપણ યથાર્થ જ્ઞાની સ્યાદ્વાદના બળથી ભ્રમિત થતો નથી, જેવું છે તેવું જ માને છે, જ્ઞાનમાત્રથી ચ્યુત થતો નથી.

આત્માનો અનેકાંતસ્વરૂપ (-અનેક ધર્મસ્વરૂપ) વૈભવ અદ્ભુત (આશ્ચર્યકારક) છે—એવા અર્થનું કાવ્ય હવે કહે છે:—

(પૃથ્વી)

इतो गतमनेकतां दधदितः सदाप्येकता-
मितः क्षणविभंगुरं ध्रुवमितः सदैवोदयात् ।

इतः परमविस्तृतं धृतमितः प्रदेशैर्निजै-
रहो सहजमात्मनस्तदिदमद्भुतं वैभवम् ॥ २७३ ॥

**અર્થ**:—અહો! આત્માનો તે આ સહજ અદ્ભુત વૈભવ છે કે—એક તરફથી જોતાં તે અનેકતાને પામેલો છે અને એક તરફથી જોતાં સદાય એકતાને ધારણ કરે છે, એક તરફથી જોતાં ક્ષણભંગુર છે અને એક તરફથી જોતાં સદાય તેનો ઉદય હોવાથી ધ્રુવ છે, એક તરફથી જોતાં પરમ વિસ્તૃત છે અને એક તરફથી જોતાં પોતાના પ્રદેશોથી જ ધારણ કરી રખાયેલો છે.

**ભાવાર્થ**:—પર્યાયદૃષ્ટિથી જોતાં આત્મા અનેકરૂપ દેખાય છે અને દ્રવ્યદૃષ્ટિથી જોતાં એકરૂપ દેખાય છે; ક્રમભાવી પર્યાયદૃષ્ટિથી જોતાં ક્ષણભંગુર દેખાય છે અને સહભાવી ગુણદૃષ્ટિથી જોતાં ધ્રુવ દેખાય છે; જ્ઞાનની અપેક્ષાવાળી સર્વગત દૃષ્ટિથી જોતાં પરમ વિસ્તારને પામેલો દેખાય છે અને પ્રદેશોની અપેક્ષાવાળી દૃષ્ટિથી જોતાં પોતાના પ્રદેશોમાં જ વ્યાપેલો દેખાય છે. આવો દ્રવ્યપર્યાયાત્મક અનંતધર્મવાળો વસ્તુનો સ્વભાવ છે. તે (સ્વભાવ) અજ્ઞાનીઓના જ્ઞાનમાં આશ્ચર્ય ઉપજાવે છે કે આ તો અસંભવિત જેવી વાત છે! જ્ઞાનીઓને જોકે વસ્તુસ્વભાવમાં આશ્ચર્ય નથી તોપણ તેમને પૂર્વે કદી નહોતો થયો એવો અદ્ભુત પરમ આનંદ થાય છે, અને તેથી આશ્ચર્ય પણ થાય છે.

ફરી આ જ અર્થનું કાવ્ય કહે છે:—

(પૃથ્વી)

कषायकलिरेकतः स्खलति शांतिरस्त्येकतो
भवोपहतिरेकतः स्पृशति मुक्तिरप्येकतः ।
जगत्त्रितयमेकतः स्फुरति चिच्चकास्त्येकतः
स्वभावमहिमात्मनो विजयतेऽद्भुतादद्भुतः ॥ २७४ ॥

**અર્થ**:—એક તરફથી જોતાં કષાયોનો કલેશ દેખાય છે અને એક તરફથી જોતાં શાન્તિ (-કષાયોના અભાવરૂપ શાંત ભાવ) છે; એક તરફથી જોતાં ભવની (-સંસાર સંબંધી) પીડા દેખાય છે અને એક તરફથી જોતાં (સંસારના અભાવરૂપ) મુક્તિ પણ સ્પર્શે છે; એક તરફથી જોતાં ત્રણ લોક સ્ફુરાયમાન છે (-પ્રકાશે છે, દેખાય છે) અને એક તરફથી જોતાં કેવળ એક ચૈતન્ય જ શોભે છે. (આવો) આત્માનો અદ્ભુતથી પણ અદ્ભુત સ્વભાવમહિમા જયવંત વર્તે છે (-કોઈથી બાધિત થતો નથી).

**ભાવાર્થ:**—અહીં પણ ૨૭૩મા કાવ્યના ભાવાર્થ પ્રમાણે જાણવું. આત્માનો અનેકાંતમય સ્વભાવ સાંભળીને અન્યવાદીને ભારે આશ્ચર્ય થાય છે. તેને આ વાતમાં વિરુદ્ધતા ભાસે છે. તે આવા અનેકાંતમય સ્વભાવની વાતને પોતાના ચિત્તમાં સમાવી—જીરવી શકતો નથી. જો કદાચિત્ તેને શ્રદ્ધા થાય તો પણ પ્રથમ અવસ્થામાં તેને બહુ અદ્‌ભુતતા લાગે છે કે 'અહો આ જિનવચનો મહા ઉપકારી છે, વસ્તુના યથાર્થ સ્વરૂપને જણાવનારાં છે; મેં અનાદિ કાળ આવા યથાર્થ સ્વરૂપના જ્ઞાન વિના ખોયો!'—આમ આશ્ચર્યપૂર્વક શ્રદ્ધાન કરે છે.

હવે ટીકાકાર આચાર્યદેવ આ સર્વવિશુદ્ધજ્ઞાન અધિકાર પૂર્ણ કરતાં તેના અંતમંગળને અર્થે આ ચિત્ચમત્કારને જ સર્વોત્કૃષ્ટ કહે છે:—

(માલિની)

जयति सहजतेजःपुंजमज्जत्त्रिलोकी-
स्खलदखिलविकल्पोऽप्येक एव स्वरूपः ।
स्वरसविसरपूर्णाच्छिन्नतत्त्वोपलंभः
प्रसभनियमितार्चिश्चिच्चमत्कार एषः ॥ २७५ ॥

**અર્થ:**—સહજ (-પોતાના સ્વભાવરૂપ) તેજઃપુંજમાં ત્રણ લોકના પદાર્થો મગ્ન થતા હોવાથી જેમાં અનેક ભેદો થતા દેખાય છે તોપણ જેનું એક જ સ્વરૂપ છે (અર્થાત્ કેવળજ્ઞાનમાં સર્વ પદાર્થો ઝળકતા હોવાથી જે અનેક જ્ઞેયાકારરૂપ દેખાય છે તોપણ ચૈતન્યરૂપ જ્ઞાનાકારની દૃષ્ટિમાં જે એકસ્વરૂપ જ છે), જેમાં નિજ રસના ફેલાવથી પૂર્ણ અછિન્ન તત્ત્વ-ઉપલબ્ધિ છે (અર્થાત્ પ્રતિપક્ષી કર્મનો અભાવ થયો હોવાથી જેમાં સ્વરૂપ-અનુભવનનો અભાવ થતો નથી) અને અત્યંત નિયમિત જેની જ્યોત છે (અર્થાત્ અનંત વીર્યથી જે નિષ્કંપ રહે છે) એવો આ (પ્રત્યક્ષ અનુભવગોચર) ચૈતન્યચમત્કાર જયવંત વર્તે છે (-કોઈથી બાધિત ન કરી શકાય એમ સર્વોત્કૃષ્ટપણે વર્તે છે).

(અહીં 'ચૈતન્યચમત્કાર જયવંત વર્તે છે' એમ કહેવામાં જે ચૈતન્યચમત્કારનું સર્વોત્કૃષ્ટપણે વર્તવું બતાવ્યું, તે જ મંગળ છે.)

હવેના કાવ્યમાં ટીકાકાર આચાર્યદેવ અંતમંગળને અર્થે આત્માને આશીર્વાદ આપે છે અને સાથે સાથે પોતાનું નામ પણ પ્રગટ કરે છે:—

( માલિની )

अविचलितचिदात्मन्यात्मनात्मानमात्म-
न्यनवरतनिमग्नं धारयद्ध्वस्तमोहम् ।
उदितममृतचंद्रज्योतिरेतत्समंता-
ज्ज्वलतु विमलपूर्णं निःसपत्नस्वभावम् ॥ २७६ ॥

**અર્થઃ**—જે અચળ-ચેતનાસ્વરૂપ આત્મામાં આત્માને પોતાથી જ અનવરતપણે (-નિરંતર) નિમગ્ન રાખે છે (અર્થાત્ પ્રાપ્ત કરેલા સ્વભાવને કદી છોડતી નથી), જેણે મોહનો (અજ્ઞાન-અંધકારનો) નાશ કર્યો છે, જેનો સ્વભાવ નિઃસપત્ન (અર્થાત્ પ્રતિપક્ષી કર્મો વિનાનો) છે, જે નિર્મળ છે અને જે પૂર્ણ છે એવી આ ઉદય પામેલી અમૃતચંદ્રજ્યોતિ (-અમૃતમય ચંદ્રમા સમાન જ્યોતિ, જ્ઞાન, આત્મા) સર્વ તરફથી જાજ્વલ્યમાન રહો.

**ભાવાર્થઃ**—જેનું મરણ નથી તથા જેનાથી અન્યનું મરણ નથી તે અમૃત છે; વળી જે અત્યંત સ્વાદિષ્ટ (-મીઠું) હોય તેને લોકો રૂઢિથી અમૃત કહે છે. અહીં જ્ઞાનને—આત્માને—અમૃતચંદ્રજ્યોતિ (અર્થાત્ અમૃતમય ચંદ્રમા સમાન જ્યોતિ) કહેલ છે, તે લુપ્તોપમા અલંકારથી કહ્યું જાણવું; કારણ કે 'अमृतचंद्रवत् ज्योतिः'નો સમાસ કરતાં 'वत्'નો લોપ થઈ 'अमृतचंद्रज्योतिः' થાય છે.

('वत्' શબ્દ ન મૂકતાં અમૃતચંદ્રરૂપ જ્યોતિ એવો અર્થ કરીએ તો ભેદરૂપક અલંકાર થાય છે. 'અમૃતચંદ્રજ્યોતિ' એવું જ આત્માનું નામ કહીએ તો અભેદરૂપક અલંકાર થાય છે.)

આત્માને અમૃતમય ચંદ્રમા સમાન કહ્યો હોવા છતાં, અહીં કહેલાં વિશેષણો વડે આત્માને ચંદ્રમા સાથે વ્યતિરેક પણ છે; કારણ કે—'ध्वस्तमोह' વિશેષણ અજ્ઞાન-અંધકારનું દૂર થવું જણાવે છે, 'विमलपूर्ण' વિશેષણ લાંછનરહિતપણું તથા પૂર્ણપણું બતાવે છે, 'निःसपत्नस्वभाव' વિશેષણ રાહુબિંબથી તથા વાદળાં આદિથી આચ્છાદિત ન થવાનું જણાવે છે, 'समंतात् ज्वलतु' કહ્યું છે તે સર્વ ક્ષેત્રે તથા સર્વ કાળે પ્રકાશ કરવાનું જણાવે છે; ચંદ્રમા આવો નથી.

આ કાવ્યમાં ટીકાકાર આચાર્યદેવે 'અમૃતચંદ્ર' એવું પોતાનું નામ પણ જણાવ્યું છે. સમાસ પલટીને અર્થ કરતાં 'અમૃતચંદ્ર'ના અને 'અમૃતચંદ્રજ્યોતિ'ના અનેક અર્થો થાય છે તે યથાસંભવ જાણવા.

સર્વવિશુદ્ધજ્ઞાનરૂપ સદા ચિદાનંદ કરતા ન ભોગતા ન પરદ્રવ્યભાવકો,
મૂરત અમૂરત જે આનદ્રવ્ય લોકમાંહિ તેભી જ્ઞાનરૂપ નાહીં ન્યારે ન અભાવકો;
યહૈ જાનિ જ્ઞાની જીવ આપકું ભજૈ સદીવ જ્ઞાનરૂપ સુખતૂપ આન ન લગાવકો,
કર્મ કર્મફલરૂપ ચેતનાકૂં દૂરિ ટારિ જ્ઞાનચેતના અભ્યાસ કરે શુદ્ધ ભાવકો.

આમ આ સમયસારગ્રંથની (શ્રીમદ્ અમૃતચંદ્રસૂરિવિરચિત) આત્મખ્યાતિ નામની ટીકાની પંડિત જયચંદ્રજીકૃત ભાષાવચનિકામાં નવમો **સર્વવિશુદ્ધજ્ઞાન અધિકાર** પૂર્ણ થયો.

* * *

હવે શ્રીમાન્ અમૃતચંદ્ર આચાર્યદેવ બે કાવ્યો કહીને આ સમયસારગ્રંથની આત્મખ્યાતિ નામની ટીકા પૂર્ણ કરે છે.

'અજ્ઞાનદશામાં આત્મા સ્વરૂપને ભૂલીને રાગદ્વેષમાં વર્તતો હતો, પરદ્રવ્યની ક્રિયાનો કર્તા થતો હતો, ક્રિયાના ફળનો ભોક્તા થતો હતો,—ઇત્યાદિ ભાવો કરતો હતો; પરંતુ હવે જ્ઞાનદશામાં તે ભાવો કાંઈ જ નથી એમ અનુભવાય છે.'—આવા અર્થનું કાવ્ય પ્રથમ કહે છે:—

(શાર્દૂલવિક્રીડિત)

यस्माद्द्वैतमभूत्पुरा स्वपरयोर्भूतं यतोऽत्रान्तरं
रागद्वेषपरिग्रहे सति यतो जातं क्रियाकारकैः ।
भुंजाना च यतोऽनुभूतिरखिलं खिन्ना क्रियायाः फलं ।
तद्विज्ञानघनौघमग्नमधुना किंचिन्न किंचित्किल ॥ २७७ ॥

**અર્થ:**—જેનાથી (અર્થાત્ જે પરસંયોગરૂપ બંધપર્યાયજનિત અજ્ઞાનથી) પ્રથમ પોતાનું અને પરનું દ્વૈત થયું (અર્થાત્ પોતાના અને પરના ભેળસેળપણારૂપ ભાવ થયો), દ્વૈતપણું થતાં જેનાથી સ્વરૂપમાં અંતર પડયું (અર્થાત્ બંધપર્યાય જ પોતારૂપ જણાયો), સ્વરૂપમાં અંતર પડતાં જેનાથી રાગદ્વેષનું ગ્રહણ થયું, રાગદ્વેષનું ગ્રહણ થતાં જેનાથી ક્રિયાના કારકો ઉત્પન્ન થયા (અર્થાત્ ક્રિયાનો અને કર્તા-કર્મ આદિ કારકોનો ભેદ પડ્યો), કારકો ઉત્પન્ન થતાં જેનાથી અનુભૂતિ ક્રિયાના સમસ્ત ફળને ભોગવતી થકી ખિન્ન થઈ (-ખેદ પામી), તે અજ્ઞાન હવે વિજ્ઞાનઘનના ઓઘમાં મગ્ન થયું (અર્થાત્ જ્ઞાનરૂપે પરિણમ્યું) તેથી હવે તે બધું ખરેખર કાંઈ જ નથી.

ભાવાર્થ:—પરસંયોગથી જ્ઞાન જ અજ્ઞાનરૂપે પરિણમ્યું હતું, અજ્ઞાન કાંઈ જુદી વસ્તુ નહોતી; માટે હવે જ્યાં તે જ્ઞાનરૂપે પરિણમ્યું ત્યાં તે (અજ્ઞાન) કાંઈ જ ન રહ્યું. અજ્ઞાનના નિમિત્તે રાગ, દ્વેષ, ક્રિયાનું કર્તાપણું, ક્રિયાના ફળનું (-સુખદુઃખનું) ભોક્તાપણું ઇત્યાદિ ભાવો થતા હતા તે પણ વિલય પામ્યા; એક જ્ઞાન જ રહી ગયું. માટે હવે આત્મા સ્વ-પરના ત્રણકાળવર્તી ભાવોને જ્ઞાતા-દ્રષ્ટા થઈને દેખ્યા જ કરો.

'પૂર્વોક્ત રીતે જ્ઞાનદશામાં પરની ક્રિયા પોતાની નહિ ભાસતી હોવાથી, આ સમયસારની વ્યાખ્યા કરવાની ક્રિયા પણ મારી નથી, શબ્દોની છે'—એવા અર્થનું, સમયસારની વ્યાખ્યા કરવાના અભિમાનરૂપ કષાયના ત્યાગને સૂચવનારું કાવ્ય હવે કહે છે:—

(ઉપજાતિ)

स्वशक्तिसंसूचितवस्तुतत्त्वै-<br>
र्व्याख्या कृतेयं समयस्य शब्दैः ।<br>
स्वरूपगुप्तस्य न किंचिदस्ति<br>
कर्तव्यमेवामृतचंद्रसूरेः ॥ २७८ ॥

અર્થ:—પોતાની શક્તિથી જેમણે વસ્તુનું તત્ત્વ (-યથાર્થ સ્વરૂપ) સારી રીતે કહ્યું છે એવા શબ્દોએ આ સમયની વ્યાખ્યા (-આત્મવસ્તુનું વ્યાખ્યાન અથવા સમયપ્રાભૃતશાસ્ત્રની ટીકા) કરી છે; સ્વરૂપગુપ્ત (-અમૂર્તિક જ્ઞાનમાત્ર સ્વરૂપમાં ગુપ્ત) અમૃતચંદ્રસૂરિનું (તેમાં) કાંઈ જ કર્તવ્ય નથી.

ભાવાર્થ:—શબ્દો છે તે તો પુદ્ગલ છે. તેઓ પુરુષના નિમિત્તથી વર્ણ-પદ-વાક્યરૂપે પરિણમે છે; તેથી તેમનામાં વસ્તુના સ્વરૂપને કહેવાની શક્તિ સ્વયમેવ છે, કારણ કે શબ્દનો અને અર્થનો વાચ્યવાચક સંબંધ છે. આ રીતે દ્રવ્યશ્રુતની રચના શબ્દોએ કરી છે એ વાત જ યથાર્થ છે. આત્મા તો અમૂર્તિક છે, જ્ઞાનસ્વરૂપ છે, તેથી તે મૂર્તિક પુદ્ગલની રચના કેમ કરી શકે? માટે જ આચાર્યદેવે કહ્યું છે કે 'આ સમયપ્રાભૃતની ટીકા શબ્દોએ કરી છે, હું તો સ્વરૂપમાં લીન છું, મારું કર્તવ્ય તેમાં (-ટીકા કરવામાં) કાંઈ જ નથી.' આ કથન આચાર્યદેવની નિર્માનતા પણ બતાવે છે. હવે જો નિમિત્તનૈમિત્તિક વ્યવહારથી કહીએ તો એમ પણ કહેવાય છે જ કે અમુક કાર્ય અમુક પુરુષે કર્યું. આ ન્યાયે આ આત્મખ્યાતિ નામની ટીકા પણ અમૃતચંદ્રાચાર્યકૃત છે જ. તેથી તેને વાંચનારા તથા સાંભળનારાઓએ તેમનો ઉપકાર માનવો પણ યુક્ત છે; કારણ કે તેને વાંચવા તથા સાંભળવાથી પારમાર્થિક આત્માનું સ્વરૂપ

જણાય છે, તેનું શ્રદ્ધાન તથા આચરણ થાય છે, મિથ્યા જ્ઞાન, શ્રદ્ધાન તથા આચરણ દૂર થાય છે અને પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય છે. મુમુક્ષુઓએ આનો નિરંતર અભ્યાસ કરવાયોગ્ય છે.

આમ આ સમયસારગ્રંથની **આત્મખ્યાતિ નામની ટીકા** સમાપ્ત થઈ.

*

(હવે પં૦ જયચંદ્રજી ભાષાટીકા પૂર્ણ કરે છે:—)

કુંદકુંદમુનિ કિયો ગાથાબંધ પ્રાકૃત હૈ પ્રાભૃતસમય શુદ્ધ આતમ દિખાવનૂં,
સુધાચંદ્રસૂરિ કરી સંસ્કૃત ટીકાવર આત્મખ્યાતિ નામ યથાતથ્ય ભાવનૂં;
દેશકી વચનિકામેં લિખિ જયચંદ્ર પઢૈ સંક્ષેપ અર્થ અલ્પબુદ્ધિકૂં પાવનૂં,
પઢો સુનો મન લાય શુદ્ધ આતમા લખાય જ્ઞાનરૂપ ગહૌ ચિદાનંદ દરસાવનૂં. ૧.

સમયસાર અવિકારકા, વર્ણન કર્ણ સુનંત;
દ્રવ્ય-ભાવ-નોકર્મ તજિ, આતમતત્ત્વ લખંત. ૨.

આ પ્રમાણે આ સમયપ્રાભૃત (અથવા સમયસાર) નામના ગ્રંથની આત્મખ્યાતિ નામની સંસ્કૃત ટીકાની દેશભાષામય વચનિકા લખી છે. તેમાં સંસ્કૃત ટીકાનો અર્થ લખ્યો છે અને અતિ સંક્ષિપ્ત ભાવાર્થ લખ્યો છે, વિસ્તાર કર્યો નથી. સંસ્કૃત ટીકામાં ન્યાયથી સિદ્ધ થયેલા પ્રયોગો છે. તેમનો વિસ્તાર કરવામાં આવે તો અનુમાન-પ્રમાણના પાંચ અંગોપૂર્વક—પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમનપૂર્વક—સ્પષ્ટતાથી વ્યાખ્યાન લખતાં ગ્રંથ બહુ વધી જાય; તેથી આયુ, બુદ્ધિ, બળ અને સ્થિરતાની અલ્પતાને લીધે, જેટલું બની શક્યું તેટલું, સંક્ષેપથી પ્રયોજનમાત્ર લખ્યું છે. તે વાંચીને ભવ્ય જીવો પદાર્થને સમજજો. કોઈ અર્થમાં હીનાધિકતા હોય તો બુદ્ધિમાનો મૂળ ગ્રંથમાંથી જેમ હોય તેમ યથાર્થ સમજી લેજો. આ ગ્રંથના ગુરુ-સંપ્રદાયનો (-ગુરુપરંપરાગત ઉપદેશનો) વ્યુચ્છેદ થઈ ગયો છે, માટે જેટલો બની શકે તેટલો (-યથાશક્તિ) અભ્યાસ થઈ શકે છે. તોપણ જેઓ સ્યાદ્વાદમય જિનમતની આજ્ઞા માને છે, તેમને વિપરીત શ્રદ્ધાન થતું નથી. ક્યાંક અર્થનું અન્યથા સમજવું પણ થઈ જાય તો વિશેષ બુદ્ધિમાનનું નિમિત્ત મળ્યે યથાર્થ થઈ જાય છે. જિનમતની શ્રદ્ધાવાળાઓ હઠગ્રાહી હોતા નથી.

હવે અંતમંગળને અર્થે પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરી ગ્રંથ સમાપ્ત કરીએ છીએ:—

મંગલ શ્રી અરહંત ઘાતિયા કર્મ નિવારે,
મંગલ સિદ્ધ મહંત કર્મ આઠોં પરજારે;
આચારજ ઉવજ્ઝાય મુની મંગલમય સારે,
દીક્ષા શિક્ષા દેય ભવ્યજીવનિકૂં તારે;
અઠવીસ મૂલગુણ ધાર જે સર્વસાધુ અણગાર હૈં,
મૈં નમૂં પંચગુરુચરણકૂં મંગલ હેતુ કરાર હૈં. ૧.

જૈપુર નગરમાંહિ તેરાપંથ શૈલી બડી
બડે બડે ગુની જહાં પઢે ગ્રંથ સાર હૈ,
જયચંદ્ર નામ મૈં હૂં તિનિમેં અભ્યાસ કિછૂ
કિયો બુદ્ધિસારુ ધર્મરાગતેં વિચારે હૈ;
સમયસાર ગ્રંથ તાકી દેશકે વચનરૂપ
ભાષા કરિ પઢો સુનૂં કરો નિરધાર હૈ,
આપાપર ભેદ જાનિ હેય ત્યાગિ ઉપાદેય
ગહો શુદ્ધ આતમકૂં, યહૈ બાત સાર હૈ. ૨.

સંવત્સર વિક્રમ તણૂં, અષ્ટાદશ શત ઔર;
ચૌસઠિ કાતિક વદિ દશૈ, પૂરણ ગ્રંથ સુઠૌર. ૩.

આમ શ્રીમદ્‌ભગવત્કુંદકુંદાચાર્યકૃત સમયપ્રાભૃત નામના પ્રાકૃતગાથાબદ્ધ ગ્રંથની શ્રીમદ્ અમૃતચંદ્રાચાર્યવિરચિત આત્મખ્યાતિ નામની સંસ્કૃત ટીકા અનુસાર પંડિત જયચંદ્રજીકૃત સંક્ષેપભાવાર્થમાત્ર દેશભાષામય વચનિકા સંપૂર્ણ થઈ.

# श्रीसमयसारनी वर्णानुक्रम गाथासूची

# कलशकाव्योनी वर्णानुक्रम सूची

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૩૧ | પરમેશ્વર | પરમેશ્વર, પરબ્રહ્મ, |
| ૫ | ૨૧ | કુંદાકુંદાચાર્ય | કુંદકુંદાચાર્ય |
| ૧૧ | ૧૪ | (પોતામાં)...ભૂત | એકછત્ર રાજ્યથી વશ કરનાર મોટું મોહરૂપી ભૂત જેની પાસે |
| ૧૪ | ૧૦ | ઇંધન | નિષ્ક (સુવર્ણ) |
| ૧૬ | ૯ | નિષ્ણાત...લાયક છે) | નિષ્ણાત નથી |
| ૧૮ | ૫ | (અહીં...છે તેથી | જગત મ્લેચ્છભાષાના સ્થાને હોવાથી, અને વ્યવહારનય પણ મ્લેચ્છભાષાના સ્થાને હોવાને લીધે |
| ૨૦ | ૧૦ | કરે છે (અને...કરે છે). | કરે છે; શુદ્ધનય એક જ ભૂતાર્થ હોવાથી વિદ્યમાન, સત્ય, ભૂત અર્થને પ્રગટ કરે છે. |
| ૨૪ | ૧૧ | કલ્પન. | કલ્પના |
| ૨૫ | ૧૯ | આત્મા | આત્મા એક |
| ૨૮ | ૨૯ | सततविविक्त | सततविविक्तं |
| ૩૨ | ૨૨ | આત્માનો, અનાદિ | અનાદિ કાળથી બંધાયેલા આત્માનો, |
| ૪૬ | ૨૨ | हि | ष्हि |
| ૪૭ | ૧ | अहमेतस्यास्ति | अहमेतस्यास्मि अस्ति |
| ૪૭ | ૧૦ | अहम् | अहम् अस्मि |
| ૫૦ | ૧૭ | અન્ય વસ્તુની | અનેક પ્રકારના વર્ણવાળા *આશ્રયની |
| ૫૨ | ૨૨ | तीथश्वराः | तीर्थश्वराः |
| ૭૨ | ૬ | परमट्ठवाइणो | परमट्ठवाई |
| ૭૭ | ૬ | ૪૬ | ૪૫ |
| ૮૬ | ૧૫ | (માલિની) | (શાલિની) |
| ૮૮ | ૪ | કારણે | કારણ |
| ૯૦ | ૧૯ | તાદાત્મ્યસંબંધ | તાદાત્મ્યલક્ષણ સંબંધ |

* આશ્રય=જેમાં સ્ફટિકમણિ મૂકેલો હોય તે વસ્તુ.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૫ | ૪ | શરીરના આકાર વગરે | શરીર આદિ |
| ૯૮ | ૧૦ | પુદ્‌ગલ (કર્મ) પૂર્વક | પુદ્‌ગલકર્મપૂર્વક |
| ૧૦૩ | ૧૩ | कर्तृ | कर्तृ |
| ૧૧૨ | ૩૦ | कर्तृ | कर्तृ |
| ૧૩૬ | ૧૧ | વિરતિથી (પરિણતિથી) | રતિથી |
| ૧૩૭ | ૧૧ | વિરતિથી | રતિથી (લીનતાથી) |
| ૧૩૯ | ૭ | ચૈતન્યધાતુ | શુદ્ધ ચૈતન્યધાતુ |
| ૧૫૧ | ૧૯ | અથવા | અને |
| ૧૬૬ | ૧૯ | भवति | भवंति |
| ૧૬૭ | ૨૩ | જોકે | જોકે ચારિત્રમોહના ઉદયે |
| ૧૮૨ | ૧૪ | અંતરંગ તથા બાહ્ય (અક્ષરસ્વરૂપ) ઉત્પન્ન થતા | અંતર્જલ્પરૂપ તથા બહિર્જલ્પરૂપ |
| ૧૮૩ | ૧૫ | જ્ઞાન | સમ્યગ્જ્ઞાન |
| ૧૮૩ | ૨૦ | જ્ઞાનનું | સમ્યગ્જ્ઞાનનું |
| ૧૮૩ | ૨૫ | પક્ષોના | નયપક્ષોના |
| ૧૮૪ | ૭ | જ્ઞાન | સમ્યગ્જ્ઞાન |
| ૧૯૧ | ૧૩ | પરંતુ તે તો..... ... ...નિશ્ચયપક્ષ | પરંતુ તે ( પક્ષ ) પ્રતિપક્ષ સહિત છે. તે પ્રતિપક્ષ ( અર્થાત્ વ્યવહારપક્ષનો નિષેધ કરનાર નિશ્ચયપક્ષ ) |
| ૧૯૧ | ૧૫ | અજ્ઞાનસ્વરૂપ | અજ્ઞાનમય |
| ૧૯૭ | ૧૬ | કેવળ જુદી જ જાતનો | ચૈતન્યજાતિમાત્ર |
| ૧૯૯ | ૧૫ | તે (જ્ઞાની) મોક્ષસ્વરૂપ જ છે અને | તે |
| ૧૯૯ | ૧૭ | તે (અજ્ઞાની) બંધસ્વરૂપ જ છે અને | તે |
| ૨૦૧ | ૨૧ | ચારિત્ર છે. | ચારિત્ર છે. તેથી એ રીતે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ ત્રણે એક જ્ઞાનનું જ ભવન (–પરિણમન) છે. |
| ૨૦૯ | ૬ | વિરોધ નથી. | વિરોધ નથી. (જેમ મિથ્યાજ્ઞાનને અને સમ્યગ્જ્ઞાનને પરસ્પર વિરોધ છે તેમ કર્મ-સામાન્યને અને જ્ઞાનને વિરોધ નથી). |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧૧ | ૨ | જ્ઞાનજ્યોતિ છે. | જ્ઞાનજ્યોતિ છે. ( જ્યાંસુધી સમ્યગ્દૃષ્ટિ છદ્મસ્થ છે ત્યાંસુધી જ્ઞાનજ્યોતિ કેવળજ્ઞાન સાથે શુદ્ધનયના બળથી પરોક્ષ ક્રીડા કરે છે, કેવળજ્ઞાન થતાં સાક્ષાત્ થાય છે). |
| ૨૧૫ | ૪ | (કારણ કે...શકે નહિ); | કારણ કે...શકે નહિ; |
| ૨૨૦ | ૨ | પરિણમન | પરિણમન જ |
| ૨૨૩ | ૧૬ | संती | संता |
| ૨૨૩ | ૧૭ | ૧૭૪ | *૧૭૫ |
| ૨૨૩ | ૧૯ | ૧૭૫ | *૧૭૪ |
| ૨૨૫ | ૧ | જે રીતે | ઉપભોગ્ય થાય છે અને જે રીતે |
| ૨૨૭ | ૨૩ | હેતુના | હેતુના હેતુના |
| ૨૨૭ | ૨૩ | કારણના | કારણનું જે કારણ તેના |
| ૨૪૦ | ૧૯ | अप्पाणमप्पणा | अप्पाणमप्पणो |
| ૨૪૨ | ૨૩ | तेसि | तेसिं |
| ૨૬૭ | ૭ | બીજાઓને | ૧બીજાઓને |
| ૨૭૪ | ૭ | ભાવો | સ્વભાવો |
| ૨૭૭ | ૧૬ | જાય છે; | જાય છે, અને બીજો વેદકભાવ આવે ત્યાં સુધીમાં વેદ્યભાવ નાશ પામી જાય છે; |
| ૨૯૫ | ૨૨ | જ્ઞાયકસ્વભાવમયપણાને | જ્ઞાયકભાવમયપણાને |
| ૩૧૧ | ૧૪ | કારણ-નેનિમિત્તભૂત | કારણને—નિમિત્તભૂત |
| ૩૫૭ | ૨૬ | બન્નને | બન્નેને |
| ૩૬૫ | ૨૪ | સા ભાવ | સો ભાવ |
| ૩૭૦ | ૨૩ | પ્રતિસરણ | +પ્રતિસરણ |
| ૩૯૭ | ૧૪ | શુદ્ધનયથી | અશુદ્ધનિશ્ચયનયથી |
| ૩૯૮ | ૧૮ | શ્રતિને | શ્રુતિને |
| ૪૧૮ | ૧૭ | થવાનું માનીને | થઈને |
| ૪૧૮ | ૧૯ | 'પરદ્રવ્યોને...જાય છે' | 'પરજ્ઞેયો સાથે પોતાને પારમાર્થિક સંબંધ છે' |

* ગાથા પ્રમાણે છાયા, હરિગીત તથા અન્વયાર્થમાં ક્રમફેર કરી લેવો.

૧ પાઠાન્તર : અતિપ્રશ્નો ન કર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧૯ | ૯ | કરી શકતાં નથી. | કરતાં નથી અને જ્ઞાયક પરદ્રવ્યોને કાંઈ કરતો નથી. |
| ૪૨૯ | ૯ | અન્ય દ્રવ્યના...પુરુષો | લોકો જ્ઞાનને અન્ય દ્રવ્ય સાથે સ્પર્શ હોવાની માન્યતાથી આકુળ બુદ્ધિવાળા થયા થકા |
| ૪૨૯ | ૧૫ | 'જ્ઞાન...જાય છે' | 'જ્ઞાનને પરજ્ઞેયો સાથે પરમાર્થ સંબંધ છે' |
| ૪૩૬ | ૨૭ | रागद्वष | रागद्वेष |
| ૫૦૫ | ૧૪ | સ્વધિર્મ | સ્વધર્મ |
| ૫૧૮ | ૧૧ | संमूचित | संसूचित |

# અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામ

| નામ | પ્રત |
|---|---|
| **રાજકોટ** | |
| ઝવેરી નાનાલાલ કાળિદાસ | ૨૦૦ |
| વકીલ રામજીભાઈ માણેકચંદ | ૨૦૦ |
| લાખાણી દામોદર ચત્રભુજ | ૫૦ |
| લાખાણી મૂળજી ચત્રભુજ | ૫૦ |
| વકીલ ભગવાનજી અનોપચંદ | ૪૦ |
| વકીલ સાકરચંદ દેવજીભાઈ | ૧૫ |
| સંઘવી લક્ષ્મીચંદ ડાહ્યાભાઈ | ૧૦ |
| પારેખ લીલાધર ડાહ્યાભાઈ | ૧૦ |
| પારેખ પ્રભુલાલ દેવકરણ | ૮ |
| દેસાઈ ચંદુલાલ વલમજી | ૫ |
| પરચુરણ | ૫૦ |
| **મુંબઈ** | |
| શાહ જેઠાલાલ સંઘજી બોટાદવાળા | ૨૪૦ |
| બેન હરકોરબેન મુલન્ડવાળા | ૧૨ |
| બેન જેકુંવરબેન ત્રિભોવન જામનગરવાળા | ૧૨ |
| શેઠ ચુનીલાલ હઠીસંગ જામનગરવાળા | ૬ |
| ટી. જી. શાહ વઢવાણવાળા | ૫ |
| શેઠ વનમાળીદાસ ગુલાબચંદ ચુડાવાળા | ૫ |
| પરચુરણ | ૨૪ |
| **ધ્રાંગધ્રા** | |
| પરચુરણ | ૫ |
| **વઢવાણ શહેર** | |
| શાહ ઝુંઝાભાઈ વેલશી | ૨૫ |
| બેન સમજુબેન | ૨૦ |
| ગોસળિયા નાગરદાસ વેલશી | ૨૦ |

| નામ | પ્રત |
|---|---|
| શાહ ડાહ્યાભાઈ જેઠાભાઈ | ૧૦ |
| શાહ ચુનીલાલ લક્ષ્મીચંદ | ૫ |
| શાહ હરખચંદ ઉજમશી | ૫ |
| વોરા પ્રેમચંદ ધરમશી | ૫ |
| પરચુરણ | ૧૧ |
| **લીંબડી** | |
| પરચુરણ | ૯ |
| **રાયપુર** | |
| શાહ હિંમતલાલ માણેકલાલ | ૭ |
| **કરાંચી** | |
| ચુડગર મગનલાલ ત્રિભોવન વઢવાણવાળા | ૦ |
| પરચુરણ | ૧ |
| **જમશેદપુર** | |
| શેઠ નરબેરામ હંસરાજ અમરેલીવાળા | ૬ |
| **સુરત** | |
| પરચુરણ | |
| **પાલેજ** | |
| શેઠ કુંવરજી જાદવજી ઉમરાળાવાળા | ૫ |
| **અમદાવાદ** | |
| શાહ ભોગીલાલ પોપટલાલ | ૧૦ |
| શેઠ પેમાભાઈ મહાસુખરામ | ૫ |
| શેઠ છોટાલાલ મલુકચંદ | ૫ |
| પરચુરણ | ૩ |

| નામ | પ્રત |
|---|---|
| **કલોલ** | |
| શાહ સોમચંદ અમથાલાલ | ૧૬ |
| **સોનગઢ** | |
| શાહ ખુશાલચંદ મોતીચંદ ઉમરાળાવાળા | ૫૪ |
| બેન ગુલાબબેન | ૫૦ |
| મોદી નાગરદાસ દેવચંદ | ૧૦ |
| મોદી હરગોવિંદદાસ દેવચંદ | ૫ |
| પરચુરણ | ૧૫ |
| **અગાસ** | |
| શ્રી અગાસ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ | ૫ |
| પરચુરણ | ૩ |
| **ભાવનગર** | |
| સુતરીઆ ભગવાનલાલ કેવલદાસ | ૨૫ |
| કામદાર પુરુષોત્તમદાસ શિવલાલ | ૧૦ |
| શાહ રતીલાલ લક્ષ્મીચંદ | ૭ |
| ભાયાણી હરિલાલ જીવરાજભાઈ | ૫ |
| પરચુરણ | ૭ |
| **ધ્રોળ** | |
| બેન ઝબકબેન રામજી હા. વછરાજ ગુલાબચંદ | ૫૦ |
| **ચુડા** | |
| ખંધાર છોટાલાલ રાયચંદ | ૧૦ |
| પરચુરણ | ૨ |
| **રાણપુર** | |
| શાહ નારણદાસ કરસનજી | ૨૫ |
| શેઠ પ્રેમચંદ મગનલાલ | ૨૦ |
| ઝોબાળિયા છોટાલાલ નારણદાસ | ૯ |
| પરચુરણ | ૩ |
| **બરવાળા** | |
| બેન ચંચળબેન | ૨૦ |

| નામ | પ્રત |
|---|---|
| **બોટાદ** | |
| ગાંધી રાયચંદ રતનશી | ૨૫ |
| ગાંધી ચત્રભુજ રતનશી | ૧૫ |
| પરચુરણ | ૪ |
| **જામનગર** | |
| વકીલ વીરજીભાઈ તારાચંદ | ૭૬ |
| શેઠ નરભેરામ ઝવેરચંદ | ૫૧ |
| કોઠારી હેમચંદ દયારામ | ૨૫ |
| પરચુરણ | ૧૨ |
| **અમરેલી** | |
| ખારા નાનચંદ ભગવાનજી | ૪૪ |
| દેસાઈ પ્રાણલાલ રામજી | ૨૫ |
| ઝાટકિયા અમૃતલાલ માણેકલાલ | ૧૨ |
| પરચુરણ | ૩ |
| **કુંડલા** | |
| શેઠ જગજીવન બાઉચંદ | ૯ |
| **લાઠી** | |
| શ્રી લાઠીના મુમુક્ષુ ભાઈઓ | ૧૦ |
| પરચુરણ | ૧ |
| **ગોંડળ** | |
| પટેલ ચંદુલાલ બેચરદાસ વિદ્યાધિકારી | ૧૦ |
| કામદાર વછરાજ ગુલાબચંદ | ૮ |
| ખત્રી વનમાળી કરસનજી | ૫ |
| પરચુરણ | ૧૩ |
| **ઉના** | |
| શાહ ગોરધનદાસ ફુલચંદ એંજિનેર | ૬ |
| અન્ય ગામોમાં પરચુરણ | ૬૭ |